શ્રી જમનાદાસ ભગવાનદાસ સ્મારકમાળા – પુસ્તિકા નં. ૯

# મજૂર અને માલિક





ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨



સંવત ૨૦૦૧ : : પ્રત ૨૧૦૦

બે આના

## વાચકોને

મજૂરો અને મજૂરચળવળ અંગે પૂ. ગાંધીજીએ જુદે જુદે પ્રસંગે લેખો તથા વ્યાખ્યાનો દ્વારા જે અમૂલ્ય અને મનનીય વિચારો દર્શાવ્યા છે તેનો ત્રીજો નાનકડો સંગ્રહ આ પુસ્તિકા દ્વારા રજૂ કરવામાં આવ્યો છે.

આ પુસ્તિકા શ્રી જમનાદાસ ભગવાનદાસ ટ્રસ્ટ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવી છે, અને 'નવજીવન' તથા 'હરિજન-બંધુ'માંનાં લખાણો નવજીવન કાર્યાલયની સંમતિથી ઉતાર્યાં છે. મજૂરચળવળમાં રસ લેતાં સૌ ભાઈ-બહેનોને આ પુસ્તિકા ઉપયોગી નીવડશે એવી આશા રાખીએ.

મજૂર ઑફિસ<br>
અમદાવાદ<br>
તા. ૨૨-૫-૪૫

**શ્રી જમનાદાસ ભગવાનદાસ ટ્રસ્ટ**



## સૂચિ

# ૧ : મજૂર અને માલિક

આજકાલ મજૂર અને માલિક એવા બે પક્ષો પડી ગયા છે અને બન્નેની વચ્ચે સાધારણ વિરોધ વર્તતો જોવામાં આવે છે. દુનિયામાં એક એવો સંપ્રદાય ઊભો થયેલો છે જેની માન્યતા એવી છે કે માલિક વર્ગ રહેવો જ નહિ જોઈએ અથવા તો બધા માલિક જ થવા જોઈએ. મારા અભિપ્રાય પ્રમાણે જગતમાં આવી સ્થિતિ કદી પેદા થવાની નથી. જે **થઈ શકે એવું છે અને જે થવું જોઈએ છે તે બન્ને પક્ષો વચ્ચે અવિશ્વાસ અને વેર હોવાને બદલે વિશ્વાસ અને પ્રેમ હોવાપણું.** જેમ માલિક પક્ષને નાબૂદ કરનારો સંપ્રદાય ઊભો થયો છે તેમ હાલ પશ્ચિમમાં એક એવો પણ સંપ્રદાય ઊભો થઈ રહ્યો છે, જેની માન્યતા એવી છે કે બન્નેની વચ્ચે પ્રેમ અને વિશ્વાસ પેદા કરી શકાય. આવી સ્થિતિ શક્ય હોય તો તે પેદા કરવાનું કામ મુખ્યત્વે કરીને માલિકોનું છે, કેમકે બે પક્ષમાં તેઓ સબળ છે, એટલું જ નહિ પણ જે કાંઈ ત્યાગ કરવાનો છે તે માલિક પક્ષે કરવાનો છે. મજૂર પક્ષની પાસે અધિકાર જેવી વસ્તુ નથી અથવા તેની પાસે જે અધિકાર છે તે એક માત્ર રીસાવાનો છે, એટલે કે સત્યાગ્રહ કરવાનો, પણ એ કાંઈ મજૂર પક્ષનો ખાસ અધિકાર નથી. એ મનુષ્ય માત્રની પાસે છે.

## માલિકો અને ધર્માચરણ

માલિક પક્ષે આવી જાતનો ત્યાગ કરવો જોઈએ એ સ્વીકાર કરનાર એક ભાષણ હાલમાં શેઠ ઘનશ્યામદાસ બીરલાએ સોલાપુરમાં કર્યું હતું. એમાં તેમણે સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે

**મિલમાલિકોનો ધર્મ નફાને ખાતર કશો દુરુપયોગ કરવાનો કે લૂંટ કરવાનો નથી પણ પ્રજાના સેવક તરીકે જ અને પ્રજાના લાભને અંગે જ માલ ઉત્પન્ન કરવાનો અને તેનું વેચાણ કરવાનો છે.** અને એમણે એવો અભિપ્રાય જણાવ્યો છે કે જો માલિકો તેમ નહિ કરે તો છેવટે નભી પણ નહિ શકે. આ પ્રમાણે જો બધા માલિકો વર્તન કરે તો ઝગડા માત્ર નાબૂદ થાય અને મજૂર તથા માલિક વચ્ચે વિશ્વાસ ઉત્પન્ન થાય તેમ જ પ્રેમની ગાંઠ બાંધી શકાય. આનું નામ પ્રાચીન ભાષામાં ધર્માચરણ છે અને આધુનિક ભાષામાં ન્યાયવૃત્તિ છે.

## વિચાર પ્રમાણે આચાર જરૂરી

એજ ધોરણે વિચાર કરતાં શ્રી. ઘનશ્યામદાસે એવો અભિપ્રાય પણ આપ્યો છે કે યત્કિંચિત્ લાભ ઉઠાવવાને સારુ તેમણે મુખ્ય વસ્તુને જવા નહિ દેવી એટલે કે બ્રિટિશ કાપડને બાદ કરીને બીજાં પરદેશી કાપડ ઉપર જકાત નાખવાની લાલચ આવે તો એ લાલચને વશ ન થવું. આ ભાષણ સોલાપુરમાં વેપારી સમાજની આગળ પ્રમુખસ્થાનેથી શેઠ ઘનશ્યામદાસ બીરલાએ આપ્યું હતું પણ કોઈએ તેનો વિરોધ કર્યો હોય એમ જાણવામાં નથી આવ્યું. પણ આવા વિચારોનો વિરોધ ન કરવો એ એક વાત છે; તે પ્રમાણે વર્તન રાખવું એ બીજી જ છે. **જે આવશ્યક છે તે એવા વિચાર પ્રમાણેનો આચાર, કેમકે સારામાં સારા વિચારો પણ જો આચારમાં ન પરિણમે તો તેની કશી કિંમત નથી.**

[ 'નવજીવન' તા. ૨૨-૧૨-૨૯ ]

## ૨ : અમદાવાદના હરિજન મજૂરો વચ્ચે ગાંધીજી

[સને ૧૯૩૪ના હરિજન પ્રવાસ દરમિયાન અમદાવાદના હરિજન મજૂરોની સભા સમક્ષ તા. ૨૯-૬-૩૪ના રોજ માનપત્ર તથા થેલીના જવાબમાં ગાંધીજીએ આપેલું વ્યાખ્યાન.]

તમને ઘણા વખત પછી આટલી મોટી સંખ્યામાં મળી શક્યો છું તે માટે ઈશ્વરનો પાડ માનું છું ને મને પોતાને ધનભાગ્ય સમજું છું. તમે તમારું માનપત્ર વાંચી સંભળાવ્યું ને રૂા. ૫,૦૦૧ની થેલી આપી તે માટે તમને ધન્યવાદ આપું છું. તમે માનપત્રમાં લખ્યું છે તે સાવ બરાબર છે. જે હરિજનો બીજે ઠેકાણે છે, કે ગામડાંઓમાં વસે છે તેના કરતાં તમે વધુ સુખી છો. તમને અક્ષરજ્ઞાન મળ્યું છે ને વધારે ને વધારે મળતું જાય તેવી યોજનાઓ થતી રહી છે. પરંતુ જેઓએ થેલીમાં પૈસા ભર્યા છે તેઓ તો પોતાના કરતાં બીજાઓને નીચા માને છે એટલે અસ્પૃશ્યતામાં બીજી અસ્પૃશ્યતા દાખલ થયેલી છે. તમે આ પૈસા તેના પ્રાયશ્ચિતરૂપે મને આપ્યા છે તે સારુ ધન્યવાદ આપું છું પણ તમે રખે એમ ભૂલી જતા કે આપણે પ્રાયશ્ચિત કર્યું અને થેલી આપી માટે આપણે ઊંચા અને બીજા નીચા છે એમ કહેવાનો અધિકાર મળી ગયો છે. ઘણાઓ માને છે કે આપણે દેવદર્શન ગયા, સોપારી, ચોખા અને પૈસા મૂકયા એટલે આપણા પાપનું પ્રાયશ્ચિત કર્યું અને ત્યારબાદ ફરી પાપ કરવાનો ઇજારો મળી ગયો એટલે રોજ પાપ કર્યા કરવું અને તેનું પ્રાયશ્ચિત કરવું એમ માનીને જો આ થેલી આપી હોય તો એ છેતરપિંડી છે. જેમ

કપડાં મેલાં થાય અને ધોઈએ તેમ જો રોજ આ પાપ કરીએ ને ધોઈએ એમ સમજી પાંચ હજાર રૂપિયા આપ્યા હોય તો મોટી છેતરપિંડી છે.

## ઊંચનીચના ભેદ

તમે જો સાચું પ્રાયશ્ચિત કર્યું હોય તો કોઈને ઊંચનીચ ન માનશો. એક સહેલો કોયડો તમને બતાવું. આપણે આપણી પોતાની જાતને સૌથી નીચ સમજવી. આપણા કરતાં કોઈ નીચું છે જ નહિ એમ માનીશું એટલે કોઈને પીડવાપણું રહેશે જ નહિ; પણ જો આપણે બીજા કરતાં ઊંચા છીએ એમ માનીશું તો નીચે પડવાનો ભય જરૂર રહે છે. એમ માનજો, તમારામાં ઢેડ, ચમાર, ભંગી વગેરે પેટા જાતો છે. એ પેટા જાતોમાંથી ઊંચનીચના ભેદ કાઢી નાખજો. એમાં તમારો વાંક નથી, એને સારુ તો સવર્ણો જવાબદાર છે. એમણે એ વસ્તુ તમને શીખવી છે પણ જો આપણે ઊંચનીચનો ભેદ કાઢી નાખીશું તો કોમકોમ વચ્ચેનો ભેદ નીકળી જવાનો છે. જ્યારે હિંદુ, મુસ્લિમ કે બીજી કોમો વચ્ચે ઝગડો થાય છે ત્યારે તેનું કારણ પણ ઊંચનીચનો વિચાર હોય છે. ભેદ કાઢી નાખીશું તો આ ઝગડો થાય છે તે પણ મટી જશે. આ ઝગડાનું કારણ આમ બહારનું હોય છે પણ આપણે બધા તો એક ઝાડનાં પાંદડાં છીએ. એ પાંદડાં જુદાં જુદાં દેખાય છતાં પાંદડાં પાંદડાં વચ્ચે ભેદ નથી. એ બધાં સરખાં છે તેથી આપણા વિચારમાં, મનમાં કે હૃદયમાં ભેદભાવ ન આવવો જોઈએ. એક આ વસ્તુના નિવારણને માટે અસ્પૃશ્યતા-નિવારણની ચળવળ ચાલી રહી છે.

## મહાજનની પ્રવૃત્તિઓ

હજી એક વસ્તુ કહેવી રહી જાય છે. જેને માટે તમે બધા ને મહાજન મહેનત કરી રહ્યા છો તે વિષે તો મારે ઉલ્લેખ કરવો જ જોઈએ. તમારા હિત માટે મહાજનના સેવકો રાતદિવસ ચિંતન અને મહેનત કરે છે તેને પરિણામે હું અહીં અમદાવાદમાં આ પ્રવૃત્તિઓ જોઉં છું. એના જેવી પ્રવૃત્તિઓ હું બીજે ઠેકાણે જોતો નથી. અહીં તમારી સાથે, તમારા કામ સાથે ઓતપ્રોત થઈ ગયો છું. મને એની માહિતી છે. બીજે એવી રીતે નથી થઈ શકયું એટલે કદાચ બીજી જગ્યાની સરખામણીમાં તમારી પ્રવૃત્તિ મને વધુ લાગતી હોય, પણ સ્વતંત્રપણે પણ જોતાં મને લાગે છે કે એ સેવાવૃત્તિવાળી છે. તમે મહાજનની પ્રવૃત્તિઓનો લાભ ઉઠાવો છોને? તમે ન લેતા હો તો આખરે ધૂળની ધૂળ છે.

## સાચી સ્વચ્છતા

હું આજે સવારે કલ્યાણગ્રામ જોઈ આવ્યો; ત્યાં મકાનો કેટલાંક રળિયામણાં છે. એના જેવાં સ્વચ્છ મકાન મેં ઘણાં ઓછાં જોયાં છે. આસપાસનું ફળિયું પણ સાફસૂફ હતું. મધ્યમ વર્ગ પણ એવામાં રહેતો નથી; તેવું બધે હોય તો કેવું સારું? પણ આપણે વધારેની ઇચ્છા ન રાખીએ. પરંતુ સારા ઘરમાં રહ્યા છતાં જો આપણાં શરીર, મન, સ્વચ્છ ન રાખીએ તો શું કામનું? જે ઘરમાં ચોવીસે કલાક જીવને રહેવાનું છે તે ઘર પણ સ્વચ્છ ન હોય તો આ ઘર માત્ર ચોકખું રાખ્યે શું? તમારી સાથે એક ઝગડો તો ચાલતો જ આવે છે કે

તમારે દારૂને છોડી જ દેવાનો છે. દારૂ વધારે તો મજૂરો જ પીએ છે. તેઓ આટલા બધા પૈસા આપી ગાંડા બને છે, દુઃખ વહોરે છે, જીવન બરબાદ કરે છે. એ વસ્તુ તમે સુધારો.

## જંગલીપણું છોડો

બીજી વાત છે તે મુડદાલ જાનવરનું માંસ ખાવાની પ્રથા છે. એ માટે બીજે ઘણા ગરીબીનું કારણ આપે છે. પણ અહીં તો એ ટેવ ન જ હોવી જોઈએ. તમને દૂધ, છાશ મળે છતાં તમે દારૂ માંસમાં પૈસા વેડફી દો એ કેટલી શરમની વાત છે? જગતમાં કોઈ ઠેકાણે મુડદાલ માંસ ખાય એવું નથી. તમે તો સુધરેલા ને પ્રાચીન ધર્મમાં માનનારા છો. એ જંગલીપણું કેમ કરે? તમે આ છોડી પૈસા સંઘરી રાખો એ પણ બરાબર નથી.

## બાળકોને ભણાવો

તમારાં બાળકોને તમે ભણાવો, દૂધ આપો. બાળકોને કેળવણી આપ્યા વિના તો ન જ ચાલે. આપણને બાળકો થયાં એટલે તેમને રાબ ખવડાવી એટલે ઉછેરી દીધાં એમ માને ન જ ચાલે. બાળકોને સારી રીતે ઉછેરવાં જ જોઈએ. તમારા પૈસાનો એ રીતે ઉપયોગ કરજો. તમારાં બાળકો હૃષ્ટપુષ્ટ થશે, ભણીને સારાં થશે તો વધારે કમાશે ને સુખી થશે. પોતે સુખી થઈને બીજાને સુખી કરશે અને હિંદુસ્તાનના ધર્મોમાં ઉમેરો કરશે.

## હરિના જન બનો

હરિજનનું પછી કોણ અપમાન કરશે? હરિજન હરિના

જન બને ને નામ પ્રમાણે ગુણ થઈ જાય તો કશું કરવાનું રહેતું નથી. જો તમે હરિજન થાવ તો મારા જેવા બીજાઓ પણ તમારું નામ ગ્રહણ કરવા ઇચ્છે. એ શુભ અવસર સારુ હું મથી રહ્યો છું. સવર્ણ હિંદુને તો હું પ્રાયશ્ચિત કરવા કહું છું. આટલું હું તમને વિનવીને કહેવા ઇચ્છું છું.

## ઘરને સારાં કરજો

હજી એક બીજી વાત. હું ગઈ કાલે ઘણાં ઘરો જોઈ આવ્યો. અત્યંત ગંદાં અને રેઢિયાળ. એના પ્રમાણમાં તમે જે કર્યું છે તે સાવ જરૂરી છે. કોટડીમાં હવા આવી શકે તે માટે બારી બારણાં હોય, તડકો આવી શકે તેવી બાંધણી હોય, પાણીની સગવડ હોય, એ બધું શરીરને સાવ જરૂરનું છે. ઘર પણ સરસ ને સ્વચ્છ રાખજો. થોડાં ઝાડ પણ વાવજો અને રળિયામણું કરજો. એટલે ઘરને સારાં કરવાં તો તમારા હાથમાં છે. એ મારા હાથમાં નથી.

## મૂડીદારના સાથી ?

તમે મને એક પાના પર હાથે લખેલું માનપત્ર આપ્યું છે. પણ એક બીજું છાપેલું ચાર પાનાનું માનપત્ર પણ મળ્યું છે. તે તમારા હાથમાં પણ આવ્યું હશે. એમાં લખેલી ઘણી વાતો ગેરસમજૂતિથી લખેલી છે. જે વાતો આમાં લખેલી છે તે સંબંધી તેઓ બરાબર અભ્યાસ કરશે તો તેમને જણાશે કે એ વિગતો બરાબર નથી. મને ખાનગી મૂડીદારોના સાથી તરીકે જણાવ્યો છે. પણ મારા વિષે કોઈ ન જ માની શકે તેવી એ વાત છે. **મૂડીદારો મજૂરોનું શોષણ ન કરે એ**

**મારી બધી પ્રવૃત્તિમાં રહેલું છે.** દક્ષિણ આફ્રિકાનો ઇતિહાસ જોનાર પણ કોઈ એ નહિ માની શકે.

## ગાંધીજીને પ્રશ્નો

આ વખતે પ્લેટફૉર્મ ઉપર મહાત્માજીને એક ચિઠ્ઠી આપવામાં આવી. તેમણે એ લખનારને ઉપર બોલાવ્યા ને તેમને સવાલો પૂછવા જણાવ્યું. મજદૂર યુનિયનના મંત્રી મિ. મહમદ યુસુફે પછી પ્રશ્નો પૂછ્યા કે ગાંધીજી પોતાને મજૂરોના હમદર્દ અને ખેરખાં કહેવડાવે છે. ગાંધીજી સાથે અમને જાતભેદ નથી; અમને મજૂરોના કામ અંગે તેમની સાથે મતભેદ છે. ૧૯૨૮માં જ્યારે મુંબઈના મજૂરો છ છ મહિના સુધી હડતાળ ઉપર ગયા અને ભૂખે મર્યા અને તેઓ ગાંધીજી પાસે મદદની ભીખ માગવા ગયા ત્યારે તેમણે શું આપ્યું? મજૂરો ભૂખે મર્યા છતાં ગાંધીજીએ શું કર્યું?

ગયા મહિનામાં જ મુંબઈના કામદારો ઉપર લાઠી ચાલી, ગોળીબાર ચાલ્યો. તેઓ અઢી મહિના ભૂખે મર્યા. ગાંધીજી પાસે ઘણા રૂપિયા પડ્યા છે તેમાંથી મજૂરોને શું આપ્યું? આગેવાનો જેલમાં ગયા. મુંબઈ, સોલાપુર, નાગપુરમાં કામદારોએ હડતાલ પાડી છતાં તે વિષે તેઓ એક શબ્દ પણ કેમ નથી બોલ્યા?

## ગાંધીજીનો જવાબ

આ પ્રશ્નોનો જવાબ આપતાં ગાંધીજીએ જણાવ્યું કે તમે મહમદ યુસુફને શાંતિથી સાંભળ્યા છે તે માટે ધન્યવાદ આપું છું. તેમના સવાલ બે છેઃ મુંબઈ, સોલાપુર, નાગપુર વગેરે જ્યાં

જ્યાં મજૂરો દુઃખ પામે છે ત્યાં મેં શું કર્યું ? મુંબઈમાં ગોળીબાર ચાલ્યા ત્યાં મેં શું કર્યું ? એનો જવાબ એ છે કે હું પરમેશ્વર નથી. હું તો એક મજૂર છું. મજૂર બીજા મજૂર માટે શું કરે ? તે પોતાની રોટીમાંથી થોડો ભાગ આપે પણ મારી પાસે એથી વધુ શક્તિ છે એટલે મુંબઇના માલિકો ને મજૂરો સાથે મેં વાત કરી. એ રીતે કરવાની મારી તૈયારી હતી. એમને પણ મેં સમજાવ્યા. જે અવસરની આ ભાઈએ વાત કરી છે તે વખતે મેં તે ભાઈઓને સમજાવ્યા હતા કે મારી પાસેના પૈસા વેડફી દેવા માટે નથી. જો તમે પૈસા માગતા હો તો મારે જાણવું જોઈએ કે પૈસા શા સારુ જોઈએ છે ? આપણે જે દુઃખો ભોગવીએ છીએ તે આપણી ભૂલોને પરિણામે હોય તો આપણે ભૂલો સુધારવી જોઈએ. મારી પોતાની સત્તા એવી નથી કે હું દરેક મજૂરના હૃદય પર બેઠો હોઉં ને હું તેમને સમજાવી શકું. મેં તો હમેશાં કહ્યું છે કે મને પહેલાં સમજવા દો. હું જે સમજી શકું તે જરૂર કરું. આખા જીવનમાં મેં સમજ વગર કાંઈ કર્યું નથી. મારી પાસે મારો પોતાનો એકે દોકડો નથી એટલે જેની પાસેથી લઉં તેને સમજાવું તો ખરો. જ્યાં જ્યાં મસલતથી કામ ચાલે ત્યાં હું તૈયાર છું. નાગપુર તથા મુંબઈમાં મજૂરો મળ્યા તો તેમના કહેવાથી કાગળપત્ર ચલાવ્યો. તમારે જાણવું જોઈએ કે સરકારની નીતિ પર હું બોલતો નથી. મારો કાર્યક્રમ તો મેં શોધી લીધો છે. હું મને પોતાને તો જેલમાં જ બેઠેલો સમજું છું. જે કામ જેલમાં કરતો તે કામ બહાર કરું છું. હું ટીકા કરું તો મારી પ્રતિજ્ઞાનું ખંડન થાય. આ કામમાંથી મને

એકેય મિનિટ મળતી નથી. છાપાં વાંચી શકતો નથી. જે બે પ્રશ્નો પૂછ્યા તેનો આ જવાબ છે. પણ એથી આગળ જઈને પણ જવાબ આપું.

## મજૂરોનો સેવક

હું તો મૂડીદારને એ સમજાવું છું કે મજૂર પણ મૂડીદાર છે. મૂડીદાર એટલે શું? એમની પાસે થોડા પૈસા હશે પણ જેની પાસે શરીર અને મજૂરી છે તે જ ખરો મૂડીવાળો છે. સહરાના રણમાં કૂવા પાસે ઊભેલા પૈસાવાળાને તરસ લાગી હોય તો પૈસા કામ આવતા નથી. તે મહેનત કરી પાણી ખેંચી નહિ પીએ તો શું કામનું? એમ મજૂર વગર મૂડીવાળા લાચાર છે. એમ શું કરવા માનો છો કે તમારી પાસે મૂડી નથી? તમે પોતે પણ મૂડીવાળા છો. એમાં એબ નથી, નિંદા નથી. તમને તમારી મૂડી વાપરતાં કે સંઘરતાં આવડતી નથી. **એ વસ્તુ તમે યાદ રાખો કે મિલના માલિક તો તમે છો પણ તમને મૂડી વાપરતાં નથી આવડતી એટલે બીજાઓ તે ખાઈ જાય છે ને તમે તમારી જાતને ગુલામ સમજો છો.** એક માણસ પાસે રૂ. ૧૦૦ હોય અને બીજા ઘણાઓ પાસે એકેક રૂપિયો હોય; તે એક રૂપિયાવાળા બધા જુગાર રમે ને પેલો રૂ. ૧૦૦ વાળો બચાવતો હોય તો પેલો દુરુપયોગ કરે છે ને બીજો સદુપયોગ કરે છે. આમ મૂડી મૂડી વચ્ચે દ્વંદ્વ ચાલે છે. અત્યારે મૂડી મજૂરી વચ્ચે દ્વંદ્વ ચાલે છે એમ કહેવું તે ખોટું છે. બન્ને મૂડીવાળા છે. ફેર માત્ર એટલો જ છે કે પેલા ચતુર છે ને તમે ભોળાં છો. તેઓ સંગઠન કરી શક્યા છે, તમે કરી શક્યા નથી. તમે સંગઠન કરો ને વ્યક્તિગત

તેમ જ સામુદાયિક રીતે તમે સ્વાર્થત્યાગ કરતાં શીખશો તે ઘડીએ તમારું રક્ષણ અને વિજય તમારા હાથમાં છે.

## મજૂરોને સત્તા અપાવવા મથું છું

પૈસો, હીરા, માણેક વગેરે નિર્જીવ છે. સજીવ છો માત્ર તમે. એ વસ્તુ તમે નથી જાણતા તેથી તમે ભરમાઈ જાવ છો. તેઓ એમ પણ માનતા હોય કે હું કામદારો અને ખેડૂતોનો દુશ્મન છું અને દંભ કરું છું, પણ ૬૫ વર્ષની ઉંમરે હું દંભ શા માટે કરું? કોમ્યુનિસ્ટ ભાઈઓ કેટલાક વિચારો ફેલાવે છે. એ શું ફેલાવે છે? હું મજૂરોનું ભલું ઇચ્છું છું. એ પણ મજૂરનું ભલું ઇચ્છે છે. એ મૂડીદારોનો નાશ ઇચ્છે છે. હું નથી ઇચ્છતો કેમકે બન્ને મૂડીદારો છે. એટલો તેમની અને મારી વચ્ચે ફેર છે. હું કહું છું કે મૂડીદારનો નાશ થઈ ન શકે. જે ક્ષણે તેનો નાશ થશે તે ક્ષણે આપણો પણ નાશ થશે. જેમ જગતમાં સોનાચાંદીની આપણને જરૂર રહે છે તેમ એની પણ રહેશે. સવાલ માત્ર એટલો જ છે કે તેનો સદુપયોગ થવો જોઈએ. સદુપયોગ કરતાં આવડવું જોઈએ. જે મહત્ત્વની વાત છે તે સદુપયોગ કે દુરુપયોગની વાત છે. આપણે જો તેમ કરીશું તો મૂડીદારોને પણ સુધારી શકીશું. આ મારો અભિપ્રાય ૫૦ વર્ષના અનુભવ પછીનો છે. તમે એના પર સંપૂર્ણ વિચાર કરજો એવી મારી તમને નમ્ર વિનંતિ છે.

['મજૂર સંદેશ' તા. ૫–૭–૩૪]

## ૩ : ધનવાનોનું ધન ગરીબોની થાપણ છે

[હરિજન પ્રવાસ દરમિયાન કરાંચીના વેહેપારી મંડળના કાર્યાલયના મકાનનું ખાતમુહૂર્ત કરતાં ધનિકો તથા વેપારીઓને ઉદ્દેશીને ગાંધીજીએ જે મનનીય ઉદ્ગારો કાઢ્યા હતા તેમાંથી થોડાક ફકરા નીચે આપ્યા છે.]

### મજૂરોનો પ્રતિનિધિ

એમ તો હિંદુસ્તાનના વેપારીઓ શું કે બીજા ધનિક શું, સૌની સાથે મારો પરિચય હમેશાં રહ્યો છે. તેમના તરફથી હમેશાં મને આર્થિક મદદ પણ હિંદુસ્તાનના ગરીબોને માટે, દરિદ્રનારાયણ માટે, હરિજનો તેમજ ઇતર જન માટે મળતી રહી છે એ વાત પણ હું આ સમયે સ્પષ્ટ કરવી આવશ્યક માનું છું. હું રાજાઓ જોડે, અમલદારો જોડે, વેપારીઓ જોડે, ધનિકો જોડે બેસું છું પણ એમ કરતાં હું મજૂર છું ને મજૂરનો પ્રતિનિધિ છું એ ભૂલતો નથી. ઈશ્વરને પણ મારી નિત્ય પ્રાર્થના છે કે જે મારું પ્રતિનિધિત્વ છે તેને હું કોઈ રીતે લજવું નહિ ને આ વર્ગ પાસે કદી મારા સ્વાર્થ માટે એકે ચીજ પણ ન માગું. મારો વિશ્વાસ છે કે લગભગ ૫૦ વર્ષનું મારું જાહેરજીવન મેં એ જ રીતે ગાળ્યું છે.

### બધા વર્ગોનો સમન્વય

હું તો એમ પણ જાણું છું કે વેપારીઓ, ધનિકો ને રાજા મહારાજાઓ એ પણ હિંદુસ્તાનનાં અવિભક્ત અંગો છે. મારું કર્તવ્ય એ નથી કે એમાંના એકે અંગનો નાશ કરીને હું દરિદ્રનારાયણની સેવા કરું. આટલા વરસના અનુભવથી મારો

વિશ્વાસ વધતો જાય છે કે આ વર્ગોનો નાશ સંભવિત હોય તો પણ એ નાશ કરવાથી દરિદ્રનારાયણને કશો ફાયદો થવાનો નથી. જે ચીજ હું ઇચ્છું છું ને જે મારી કલ્પનામાં, ને મારા સ્વપ્નામાં રમ્યા કરે છે તે તો એ છે કે આ સૌ વર્ગોનો સમન્વય કરવામાં જેટલો ભાગ હું લઈ શકું તેટલો લઉં. મારી શક્તિનો જેટલો વ્યય એમાં થઈ શકે એટલો કરું. મારો એ પણ અનુભવ છે કે એમ કરવાથી દરિદ્રનારાયણને મારે હાથે આજ સુધી કશું નુકસાન થયું નથી. મેં જોયું છે કે હું ગરીબો પાસે જઈને ઊભો રહું છું તો તેઓ મને પોતાના તરીકે ઓળખી લે છે ને મારી ઉપર પોતાનો પ્રેમ વરસાવે છે અને આજે પણ એમનું કામ જે થઈ શકશે તે કરીશ.

### સ્વાર્થ અને પરમાર્થનો સમુચ્ચય કરજો

આ મકાનનો પાયો નાખીને મેં માની લીધું છે કે તમારી પાસે હું જ્યારે દરિદ્રનારાયણને માટે યોગ્ય મદદ માગવા માટે આવીશ ત્યારે તમે મને ખાલી હાથે નહિ મોકલો. હું માની લઉં છું કે **તમે હિંદુસ્તાનના વેપારીઓના પ્રતિનિધિ હોઈ ગંદો વેપાર નહિ કરો. દરિદ્રનારાયણને નહિ લૂંટો. તેમના હક તમારી વડે નહિ કચરાય.** હું આશા રાખું છું કે તમે એવા વેપારમાં હાથ નહિ નાખો કે જેથી દરિદ્રનારાયણને નુકસાન થાય. હું જાણું છું કે હિંદુસ્તાનના બધા વેપારી આ રીતે કામ નથી કરતા. હું એ પણ જાણું છું કે બધા ધનિકો પોતાની પાસેના ધનને ગરીબોની થાપણ માનીને એનો વ્યય નથી કરતા. એ જાણતો હોવા છતાં મને વિશ્વાસ છે કે, એવા

ધનિકોની સંખ્યા વધતી જાય છે કે જેઓ પોતાના ધનના ટ્રસ્ટી બનવા માગે છે. તેઓ મોટી કોશિષ કરે છે ને તેમાં સફળતા પણ મેળવે છે. આ ધનિક સમાજ પ્રત્યે આપણે સારી રીતે વર્તીશું તો જે આશા આપણે એમની પાસેથી રાખીએ છીએ તે તેઓ ફળિભૂત કરશે. જે વસ્તુ આજે એમને પરમાર્થ નહિ શીખવી શકે તે આવતી કાલે સ્વાર્થ શીખવશે. **અનુભવ તો એ છે કે વેપારમાં સ્વાર્થ અને પરમાર્થ બન્નેનો સમુચ્ચય થઈ શકે છે. એ જ ખરો અર્થ છે જેમાં પરમાર્થ પણ રહેલો છે.** દુનિયાના બધા ધર્મો એ જ શીખવે છે. ધર્મની ઉત્પત્તિ એ શીખવવાને થયેલી છે કે સંસારચક્રમાં ઘૂમતા માણસો એક બીજાની સેવા કરી સંતુષ્ટ કરે ને સેવા કરતાં એમાંથી ભોગવૃત્તિને મર્યાદામાં રહી તૃપ્ત કરે. કોઈ ધર્મમાં મેં એમ કહેલું નથી જોયું કે ઈશ્વરે માણસને સ્વાર્થી બનીને ભોગની તૃપ્તિ કરવાનો અખત્યાર આપ્યો હોય. ઇતિહાસમાં એમ જ દેખાય છે કે જે વ્યક્તિ કે સમાજ ભોગવૃત્તિને પોષવા ખાતર જીવે છે તેનો નાશ થાય છે, તેનું સ્મરણ પણ જગત રાખતું નથી. જગત તેનું જ સ્મરણ કાયમ કરે છે, તેની જ સ્તુતિ કરે છે, તે જ અમર થાય છે કે જે પારમાર્થિક કાર્યમાં જીવન વ્યતીત કરે છે.

['મજૂર સંદેશ' તા. ૧૬–૮–૩૪]

## ૪ : વર્ગવિગ્રહ વિષે ગાંધીજી

[હરિજન પ્રવૃત્તિ એ પણ મજૂર માલિક વચ્ચેના વર્ગવિગ્રહ માફક સમાજના ઉપલા અને નીચલા વર્ગો વચ્ચેનો એક વિગ્રહ છે અને તે દૂર કરવા માટે હરિજન સેવક સંઘે યોજેલા ઉપાયો વિષે એક પત્રલેખકે શંકા ઉઠાવી હતી. તે વિષે લખતાં ગાંધીજીએ 'હરિજન'માં વર્ગવિગ્રહ વિષે જે વિચારો પ્રસિદ્ધ કર્યા છે તે નીચે ઉતાર્યા છે :]

### વર્ગવિગ્રહ ટાળવો એ સત્કાર્ય

**હું વર્ગવિગ્રહનું અસ્તિત્વ જ માનતો નથી એમ પત્રલેખકે સૂચવ્યું છે, એ ખોટું છે. એ કલહને વધારવાની ને તેને ટકાવી રાખવાની જરૂર છે એમ હું નથી માનતો. એને ટાળવાનું સર્વથા શક્ય છે એવી મારી માન્યતા છે ને તે વધતી જાય છે.** એ કલહને અટકાવવો એ સત્કાર્ય છે, પણ એને વધારવો, બળતામાં ઘી હોમવું એ સત્કાર્ય નથી જ. ધનિક વર્ગો અને મજૂરો વચ્ચેનો વિરોધ એ તો ભાસ માત્ર છે. જ્યારે મજૂર વર્ગમાં પોતાનું સંગઠન કરીને એક સંપથી વર્તવા જેટલી બુદ્ધિ આવશે ત્યારે તેનું વજન પૈસાના કરતાં વધારે નહિ તો એના જેટલું તો પડશે જ. **ખરો વિરોધ તો બુદ્ધિ અને અબુદ્ધિ વચ્ચે છે. એવો વિરોધ ટકાવી રાખવો એ બેવકૂફી જ થશે. અબુદ્ધિને તો દૂર કરવી જ જોઈએ.**

### મજૂરી અને પૈસો

મજૂરીનો જેટલો ઉપયોગ છે તેટલો જ પૈસાનો પણ છે. આખરે તો પૈસા એ લેવડદેવડનું સાધન માત્ર છે. એક માણસ જેની પાસે પચીસ રૂપિયા છે તે આઠ કલાકની

મજૂરીની રોજી આઠ આના ગણતાં ધારો કે રોજના પચાસ મજૂર રાખી શકે છે. એક મજૂર જેની પાસે તેની સાથે મળીને કામ કરનાર ઓગણપચાસ મજૂર છે તે પેલા પચીસ રૂપિયાવાળા માણસનો સમોવડિયો છે. બેમાં કોઈની શક્તિ વધારે હોય તો તે પેલા મજૂરો પોતાના હાથમાં રાખનારની હશે. બન્નેની શક્તિ સરખી હશે તો એક રાગથી કામ ચાલશે.

### વર્ગવિગ્રહ ટાળવા ન્યાયથી વર્તો

તેથી સવાલ એ નથી કે એક વર્ગ સામે બીજા વર્ગને ભેખડાવવો. પણ મજૂરોને એટલી કેળવણી આપવી જોઈએ કે તેમને તેમના ગૌરવનું ભાન થાય. આખરે તો દુનિયામાં ધનિક લોકોની સંખ્યા ખોબા જેવડી જ છે. **જે ક્ષણે મજૂર વર્ગ પોતાની શક્તિ ઓળખે ને છતાં ન્યાયથી વર્તે તે જ ક્ષણે ધનિકો ન્યાયથી વર્તવા લાગશે.** મજૂરોને ધનિકો સામે ઉશ્કેરવા એનો અર્થ એ છે કે વર્ગ દ્વેષ અને એમાંથી જે માઠાં પરિણામો નીપજે તે બધાંને કાયમનાં બનાવવાં. **એ વિગ્રહ એ ચંડાળ ચક્ર જેવો છે ને એને ગમે તે ભોગે ટાળવો જોઈએ.** એમાં મજૂરોની નિર્બળતા-નો એકરાર રહેલો છે. મજૂરોના મનમાંથી પોતે હલકા છે એ ભાન ન જવાની એ નિશાની છે. જે ક્ષણે મજૂરોને પોતાના ગૌરવનું ભાન થશે તે જ ક્ષણે પૈસાને એનું યોગ્ય સ્થાન જડી જશે. એટલે કે પૈસાદારો પૈસાને મજૂરોની થાપણ તરીકે રાખતા થશે, કેમકે મજૂરોનું મૂલ્ય પૈસાના મૂલ્ય કરતાં હમેશાં વધારે છે.

[ 'મજૂર સંદેશ' તા. ૧૪–૧૧–૩૫ ]

## ૫ : અમદાવાદના મજૂરો આગળ

[તા. ૩૧મી ઑક્ટોબર, ૧૯૩૬ના રોજ અમદાવાદના મજૂરોની સભામાં ગાંધીજીએ આપેલું ભાષણ.]

સને ૧૯૧૮માં કેટલાક મજૂરો મોળા પડ્યા હતા, થાક્યા પણ હતા. ૨૧ દિવસ સુધી હડતાલ ચલાવવી, શાંતિ જાળવવી, કોઈને કાંકરો પણ મારવો નહિ, તે ગમે તે માણસને સારુ સખત પરીક્ષા હતી. તે પરીક્ષામાં ૨૧ દિવસ સુધી તમે બરોબર રહ્યા. પછી થોડાક મોળા પડ્યા. પછી જાણો છો કે મારે શું કરવું પડયું અને શું પરિણામ આવ્યું. તમે ૨૧ દિવસ સુધી વાવટો લઈ ફરતા હતા અને તેના ઉપર 'એક ટેક' લખ્યું હતું. હું તમને રોજ ઈશ્વરનું સ્મરણ કરાવતો હતો અને કહેતો હતો કે, ઈશ્વરને હાજર રાખીને જ બધું કરજો, નહિ તો મારા જેવાને મરવા વખત આવે. 'એક ટેક' વાવટા પર છે તે હૃદયમાં પણ છે. તમે બધા મોળા પડ્યા તોયે તમે તમારો ભાગ બરાબર ભજવ્યો હતો.

### પછેડી પ્રમાણે સોડ તાણીએ

જેને 'એક ટેક' જાળવવી હોય તે વિચાર કરીને જ ટેક લે, પોતાની મર્યાદા સમજી લે, પોતાનું ગજું માપી લે. કહેવત છે ને કે 'પછેડી પ્રમાણે સોડ તાણીએ.' મજૂરોને તો એ શું સમજાવવાનું હોય? કારણ કે તમે તો હમેશાં ટૂંટિયું વાળીને સૂવો છો. સાત ફૂટનો ખાટલો તો સૌને મળવો જોઈએ; પછી ભલે મજૂરનો ખાટલો સીંદરીનો હોય અને ધનિકનો પલંગ રેશમી પાટીનો હોય. એનો પલંગ ભલે રંગેલો હોય અને

તમારો બાવળનો હોય. પણ લાંબા થઈને સૂઈ શકીએ એવું તો સૌને જોઈએ. આજે તો એ સ્થિતિ નથી એનો હું સાક્ષી છું. તમારા ઘરમાં એટલી જગા જ ક્યાં છે કે એવો ખાટલો સમાય? તમારામાંથી કેટલાકને હશે, પણ ઘણાને નથી. અને વળી એક ખાટલો હોય તોપણ પોતાની મા, પોતાની ઓરત, છોકરાં, બહેન એ બધાના પણ ખાટલા હોય, એવડાં તો નથી. તમે તો ઘોલકાંમાં રહો છો. ટાઢ વાય અને ટૂંટિયું વાળો એ રીતે જ તમારે રહેવું પડે છે. પગ પ્રસારો એટલી યે જગા ન હોય, એ તો તમે જાણો છો. આજે બધી બાબતમાં એ સ્થિતિ છે. અહીં પણ આપણું ગજું ટૂંટિયું વાળીને સૂવા પૂરતું છે. આપણી કાંઈ આકાશમાં ઊડવાની શક્તિ નથી.

## તમારી મૂડી: 'એક ટેક'

હવે તો આકાશમાંથી ગોળા ફૂટે કે મારે તો હજારો મરી જાય એવી શોધો થઈ છે. પણ એ શક્તિ મારે નહિ જોઈએ. એવી શક્તિ આપણે ઇચ્છીએ પણ નહિ. ફૂંક મારીને બધાંનો નાશ કરવાની શક્તિ મળતી હોય તો ય હું તો ના પાડું. જો 'એક ટેક' લીધી તો તે જાળવવાની શક્તિ જોઇએ. એટલી શક્તિ મળે એટલે બસ છે. આપણે સૌ ધરતીમાંથી પેદા થયા છીએ, અને સ્વમાન જાળવી ધરતી પર રહી શકીએ એ જ આપણી ટેક. તમારી ટેક વીસ વર્ષ સુધી હતી. **તમે જે મૂડી કમાયા છો તે, કાલે ખોઈ બેઠા તો વીસ વર્ષની કમાણી ખોઈ બેઠા.** તમારી ટેક મરતા સુધી ચાલે ત્યારે ખરી, નહિ તો કરી કમાણી ધૂળ મળશે. આજે તો કરોડપતિઓ દેવાળું કાઢીને ઝેર ખાઈ મરનારા પડ્યા છેને?

ટેકની કિંમત અબજો કરતાં પણ વધુ છે. એની કિંમત તો કદી ન આંકી શકાય. એ મૂડી તમે વીસ વર્ષ સંઘરી. વ્યાજ સાથે તો એ બેવડી કે ત્રેવડી થાય. પણ આપણાથી વ્યાજ ખવાય નહિ. છે તે છે જ. થાપણ ટકી રહે એટલે બસ. પણ એવી મૂડી ખોવાઈ જાય તે દિવસે તમારું દેવાળું નીકળે.

### પૈસા—મહેનત બન્ને મૂડી

માલિકો અને આપણી વચ્ચે ભેદ શો? તેમની શક્તિ પૈસા છે અને આપણી શક્તિ મહેનત છે. તેમની પાસે પૈસાનું બળ છે અને આપણી પાસે શરીરનું બળ છે. તે પૈસા ઉપર ઝૂઝે છે, આપણે મહેનત ઉપર ઝૂઝીએ છીએ. મૂડીમાં મહેનત ના ભળે તો એક પણ મિલ ન ચાલી શકે. તમે ને હું તેમની મિલોમાં કામ ન કરીએ તો પણ તમારા ભાઈ જઈને કામ કરવાના છે. પૈસા, ધમકી, બળાત્કાર કે દંડથી મજૂરો મેળવશે, પરંતુ મજૂરો જોડે સહકાર તો કરવો જ પડશે; નહિ તો તેમની મિલો બંધ થાય. ચાવી તો તમારા હાથમાં છે. ભલેને તે મજૂર મહાજનના હાથમાં ન હોય, પણ તમારા એટલે મજૂર વર્ગના હાથમાં તો છે જ.

### સાચી શક્તિ કેળવો

તમે કરોડો હો, પણ તમારી પાસે મૂડી ન હોય તો શું કરો? અક્કલ ન હોય અને કરોડ રૂપિયા હોય તો તમે શું કરો? તે ચલાવનારનો પણ ખપ પડશે. મને કોઈ કરોડ રૂપિયા આપે તોયે વેપાર કરતાં નહિ આવડે. હું તો તે હરિજનોના કાર્યમાં કે ખાદી પેદા કરવાના કાર્યમાં વાપરું; પણ આદર્શ મિલ નહિ ચલાવી શકું. એવું પણ બને ખરું

કે, હું કોઈ માલિકને કરગરીને કહું કે એક મિલ આપી દો તો તે સોંપી દે. કોઈ સોંપે તો પણ તે ચલાવવાની આપણી શક્તિ નથી. તમારામાં એ શક્તિ એક દિવસ આવો એમ ઇચ્છું. પણ વીસ વર્ષમાં એ નથી આવી અને બીજાં વીસ વર્ષમાં એ ન પણ આવે. એકાદ મજૂર શીખે તો તે બીજા મજૂરોને ગુલામ તરીકે રાખે એવું બને ખરું, પરંતુ મજૂર સમુદાયમાં અત્યારે એ શક્તિ નથી. જો આજે એ શક્તિ આવી છે એમ તમે માનતા હો તો તમારે નેતાની જરૂર નહિ રહે. હું નથી માનતો કે એ આવી છે, અને આવે તે દિવસે બે વાદો નહિ હોય. આજે જો આવી હોય તો તમે મૂડીવાદી થયા. તમને પોતાની મૂડીની ખબર પડે એટલે મિલમાલિકો અને મજૂરો એક થાય. હું એવો સમય કલ્પી રહ્યો છું કે, આપણે 'એક ટેક'થી આ સ્થિતિ લાવીએ અને નહિ કે માલિકોનાં માથાં રંગીને.

## પ્રતિપક્ષીઓનો દ્વેષ ન કરશો

વર્ગવિગ્રહવાદી ભલે ગમે તે કહે. તેમનું કહેવું હું સમજી જાઉં તો, વર્ગવિગ્રહવાદી થઈ જાઉં તેમ છું. પણ હું વર્ગવિગ્રહવાદી થાઉં તો પણ તેમ કરતાં તો મારી સાથે ઘણાં લફરાં દાખલ કરવાં પડે—અહિંસા, સત્ય વગેરે. જો કે મારે મન તો એ લફરાં નહિ, પણ અમૂલ્ય સિદ્ધાંત છે. આપણે તો મિલમાલિકો સાથે લડીએ તોપણ મિલમાલિકોનો દ્વેષ કરવાનો નથી. તેમની જોડે લડીએ તો એ રીતે કે જેમ બાપ, મા, પોતાની સ્ત્રી કે છોકરાં જોડે લડે છે. એક લોહીનાં માણસો સાથે જે રીતે અને જેવા પ્રસંગ માટે જેટલા પ્રેમ

અને વેદનાથી તથા આદર અને વિવેકથી લડીએ તે જ રીતે માલિકોની સાથે લડીએ. વીસ વર્ષ પર જે પાઠ શીખ્યા તે આજે પણ જાળવવા રહ્યા. મિલમાલિકો તો પ્રતિપક્ષી રહ્યા, પણ એ સિવાય બીજાઓનો પણ આપણે વિચાર કરવાનો છે. જેને બધા કાળપગા (બ્લેક લેગ્સ) કહે છે, જેઓ દ્રોહ કરનારા છે, તેઓ આપણાં આટલાં વર્ષની મહેનત જરામાં પાણી કરી દે છે. તેમની સાથે લડવાને બદલે આપણે તેમને વિનવવા રહ્યા, સમજાવવા રહ્યા. એવું બને કે તમારું તેઓ ન પણ માને. એઓ તમારું સાંભળીને ચાલ્યા જાય તો રૂડું છે; તમારી સાથે થાય તો તો બહુ રૂડું. પણ ના ચાલ્યા જાય તોયે આપણે તેમને સહન કરવા રહ્યા.

## પહેલો પાઠ—સહકારનો

અહીં એક બીજું યુનિયન પણ છે. તેણે મને ખુલ્લો પત્ર લખ્યો છે. તેનો ભાવાર્થ એ છે કે, તમે એ યુનિયનમાં સમાઈ જાઓ; નહિ તો બે યુનિયન રહેશે. હું માનું છું કે, **અમદાવાદ જેવા સ્થળમાં બે યુનિયન માટે સ્થાન છે જ નહિ.** વીસ વર્ષથી કામ કરતા આવ્યા છો તે ધોઈ નાખવું સહેલું છે, ટકાવવું સહેલું નથી. ધોઈ નાખવું હોય તો સાબરમતી પાસે છે. નવા યુનિયનમાં તો પ્રમુખ જલદી થવાય એ વાત પણ હોય, કાંઈક યશ પણ મળે, પણ એ પ્રલોભનમાં તમે ન પડશો. એ વિગ્રહવાદીઓ કહી શકે કે સહકાર એ હાનિકારક છે. **આપણે માટે તો પહેલો પાઠ સહકારનો.** સરકારની સાથે અસહકાર કરવાનું કહ્યું ત્યારે તેની સાથે સહકાર કદી નહિ થાય એમ તો ન જ હતું. સરકાર સાથે અસહકાર કર્યો

હતો તોપણ છેવટે સહકાર કરવા માટે. **સરકાર જે દિવસે સેવક થાય તે દિવસે સહકાર અવશ્ય કરીએ.** એ જ રીતે આ **માલિકો મિત્ર થઈ શકે, પણ તેઓ પોતાનો વાદ છોડે ત્યારે.**

તમારી સાથે તો મારે જીવનભર પનારો પડ્યો છે. કમનસીબે અસહકાર સેવવો પડે તે પાછો સહકાર કરવા માટે જ હોય. સહકાર ન કરીએ તો બન્નેને નુકસાન થાય. તમે નાહકના હેરાન થાઓ, માલિકોને પણ નુકસાન થાય. આજે અમદાવાદ છે તેથી હજારગણું વધો; અમદાવાદની આજે દુનિયામાં કાંઈક નામના છે, તે અનેક ગણી વધો એમ ઇચ્છું છું. અમદાવાદ પચરંગી છે; એ બધા રંગનો મેળ સાધવો એ મારું કામ છે, આપણું કામ છે. તેમને જુદા કરવાનું કામ આપણું નહિ, એ વિગ્રહવાદીઓનું કામ. આપણે તો એમને વીનવીએ કે એક જ યુનિયન સહન કરો.

## ઈશ્વરી પરીક્ષા

પંચ તરીકે મારાથી ન્યાય અન્યાય વિષે કશું ન કહેવાય. હું તો આશાવાદી રહ્યો. હડતાળ તમારે પાડવી ન પડે એમ હું આશા રાખું. માલિકોએ એટલી હદ સુધી સમજશક્તિ સાબરમતીમાં નથી ફેંકી દીધી કે તેઓ કહે કે લડી લઈશું. જે વીસ વર્ષ સુધી લડવું એ હાનિકારક ગણ્યું તે હવે એક મિનિટમાં શું સારું થઈ ગયું ? હું તો છેવટ સુધી તાણ્યા જ કરીશ. પણ તાણતાં તાણતાં તૂટી જાય તો હું શું કરીશ ? તો હું એમ સમજીશ કે, ઈશ્વર પરીક્ષા લેવાનો છે. મજૂરો 'એક ટેક' જાળવે છે કે નહિ તે ઈશ્વર જોવા ઇચ્છશે. તમારી ટેક ગાજરની પિપૂડી જેવી છે કે સાચી તે તો ત્યારે જણાશે. જે

શરાબઘરમાં જતો હશે, જે જુગાર રમતો હશે, રંડીબાજી કરતો હશે, એ શું 'એક ટેક' જાળવી શકશે ? **અમે તો તમારા સેવકો રહ્યા.** તમારે માટે દુઃખ ભોગવીશું. તમારી સાથે માર ખાવાનો હશે તો માર ખાઈ લઈશું. પણ અમને માર નયે પડે અને તમારે જ ખાવો પડે. તમે માર ખાશો તો તમારી સારવાર કરીશું. **છેવટનો બોજો તમારે જ ઉપાડવાનો છે. એ બોજો તમે ઊંચકો તેમાં અમે મદદ કરવાના છીએ. જે કરો તે બુદ્ધિ વાપરીને જ કરજો, કેવળ શ્રદ્ધાથી નહિ.**

ગરીબાઈ જાય તો સ્વરાજ આવે

સ્વરાજની ચાવી મજૂરોના હાથમાં છે એમ હું માનતો હતો, પરંતુ હવે મને લાગે છે કે કેવળ મજૂરોના હાથમાં નથી. **જ્યાં સુધી દેશની ગરીબાઈ જાય નહિ ત્યાંસુધી સ્વરાજ આવે નહિ.** ગરીબાઈને મટાડવાની જડીબુટ્ટી સેગાંવમાં–ગામડામાં છે. એ છસો માણસની વસતીનું ગામડું છે. ત્યાં પોણા ભાગની વસતી હરિજનોની છે. ત્યાં રેલ્વે સ્ટેશન નથી. એ તો અસ્પૃષ્ટ છે એમ સમજીને હું ત્યાં રહ્યો છું, મોજશોખ માટે નહિ. મારો મોજશોખ, એ ગરીબો એટલે કે દરિદ્રનારાયણો સુખી થાય તે છે. એને રોટલો પણ ન મળે; મળે તો ખરાબ અને સૂકો રોટલો અને ગંદું મીઠું ! એનો સાક્ષી હું છું. એ લોકોનું દુઃખ દૂર કેમ થાય એની શોધ કરવી રહી. એ અહીં બેઠાં કેમ થાય ? તમે તો એમના કરતાં ઘણી સારી સ્થિતિમાં છો. ત્યાં નથી ચાલ કે પાઠશાળા, નથી તમારા જેવી ઇસ્પિતાલ. ત્યાં તો મીરાંબહેન માટે પણ દાક્તર શોધ્યો ન જડે. ચેપી રોગોના દરદીઓ બે બાજુ

પડ્યા હોય અને એની વચ્ચે અમે. પરંતુ મારો વિશ્વાસ દિવસે દિવસે વધે છે.

### મુક્તિની ચાવી ગરીબોની સેવા

તમારી મુક્તિની ચાવી સેગાંવવાસીઓ પાસે છે. **તમે તો તમારા દુઃખને જાણો છો. જે આ જાણે છે તે દુઃખી નથી. પણ જે પોતાનાં દુઃખ જાણતો નથી તે જ ખરો દુઃખી છે.** તે પોતે ગુલામ છે અને પોતાની ગુલામી ભૂલી ગયો છે. એની સ્થિતિ એવી છે કે, તેને રોટલામાં ઘી આપો તો તેને પેટમાં દુઃખે. તમે સેગાંવથી જેમ જેમ દૂર જાઓ તેમ ગામડાં વધુ શોષાઈ ગયેલાં માલૂમ પડે છે. મને જડીબુટ્ટી જડે તો બધું મળે. મને કાંઈ ભાષણનો શોખ નથી. તમે મારી ઉપર ઝૂઝશો તો તે ખોટી બદામ છે. મને ભૂલવો જ જોઈશે. હું દૂર દૂર જતો જાઉં છું અને મારો તમારામાંથી રસ સુકાતો જાય છે, કારણ એ ચાવી તમારી પાસે નથી. એ ચાવીની શોધમાં મારે દૂર દૂર જવું પડશે. મારે સારુ બીજો આનંદ નથી. **મારો આનંદ એક છે કે ઈશ્વરની ઝાંખી કરવી. એ ઝાંખી ગરીબોમાં ઓતપ્રોત થાઉં ત્યારે થાય. કંગાલ દેશના ગરીબોમાં ઓતપ્રોત થાઉં તો આખી દુનિયા સાથે ઓતપ્રોત થઈ શકું.** આ તો મારો લોકિયો ન્યાય છે. **હું દૂર ભાગું છું તે સાચી ચાવી મેળવવા માટે.** હું તો વર્ષો થયાં દેહાતી રહ્યો. મારું મન તો દેહાતી છે. ત્યાં હું મારો આનંદ લૂંટું છું. મને પોસાય એ તમને ન પોસાય. અત્યારે તો મારી પરીક્ષા થઈ રહી છે. સેગાંવમાં—એક વર્ષ રહી શકીશ કે નહિ તે હું નથી જાણતો, ત્યાં બીજાને શું કહું?

## ઈશ્વરની શક્તિથી લડજો

હું ભાગ્યો દૂર. હવે મેં તમને નોટિસ આપી છે કે મારા ઉપર નાચતા નહિ. મારી જરૂરનો તાર આવે ત્યારે પણ ના પાડું. મિલમાલિકો કહે તો પણ ના પાડું. સેગાંવ આવે તો બને તેટલી સેવા મેળવી શકે. સેગાંવમાં મારી સાધના અને સમાધિ છે. ત્યાંના લોકો કાંકરા મારે તો એ મારું સ્થાન ત્યાં છે. પહેલાં તો પાણી પણ નહોતા આપતા, હવે તો ઠીક ઠીક ચાલે છે. પણ રસ્તો સાફ નથી. એ કાંટાળા માર્ગથી હું ભાગું તેમ નથી. ત્યાં પણ સૂઇશ અને ફૂલની પથારી મળે તો તેમાં પણ સૂઉં. ઝૂઝવાનું તમારી શક્તિ પર છે. **ઈશ્વરની શક્તિથી લડશો તો પાર ઊતરશો;** મારી શક્તિથી લડશો તો ખાડામાં પડશો. અમે તો બધા સેવક છીએ. બને તેટલી સેવા કરીએ. તમે તમારા બળ અને ઈશ્વરના બળ ઉપર ઝૂઝજો.

['હરિજન બંધુ' ૮–૧૧–૩૬]

## ૬ : મહાત્માજી અને મૂડીવાળા

[મુંબાઈના એક એડવોકેટે પૂજ્ય ગાંધીજીને એક પત્ર લખ્યો હતો. આ પત્રમાં તેમણે મૂડીદારો સાથેના ગાંધીજીના સંબંધો, માલિક–મજૂર વચ્ચેના પિતાપુત્રના સંબંધો વિષેની એમની દૃષ્ટિ તથા મજૂર મહાજનોની રચના વિષે કેટલીક શંકાઓ ઉઠાવી હતી. આ સવાલ જવાબનો પ્રસ્તુત ભાગ નીચે ઉતાર્યો છે.]

“એક જાણીતા અર્થશાસ્ત્રી જેમના પર આપની મીઠી નજર છે તેમણે મને કહેલું કે આપ મૂડીવાળાઓની છેલ્લી આશા છો. તેઓ બરાબર જાણે છે કે ખાદી આમવર્ગને

પોષાય એટલી સસ્તી કદી થવાની નથી અને તેથી પોતાનાં હિત કદી જોખમાવાનાં નથી. એથી ઊલટું ખાદી અને અહિંસા પર જીભની ભક્તિ વરસાવેથી આપના વાલીપણાના સિદ્ધાંતની ખાસી ઓથ કામદારો જોડેના વહેવારમાં તેમને મળી શકે અને અમદાવાદી નમૂનાનાં નહિ એવાં સામાન્ય ઢબનાં મજૂર મહાજનો ચલાવવાનું અશક્ય કરી મેલી શકાય."

આ ઍડવોકેટના પત્રમાંના ઉપલા સવાલનો ગાંધીજીએ 'હરિજન બંધુ'માં નીચે મુજબ જવાબ આપ્યો હતો:

ખાદી–લાભદાયી અને સસ્તી

જે મિલમાલિકો રેંટિયા પ્રચાર માટે પણ મને પૈસા આપે છે તેઓ મને ખુલ્લા દિલે સંભળાવે છે કે તેમને તેની હરીફાઈનો ડર નથી. જે કંઈ હેતુ તેમના મનમાં છે તે કહી દે છે ને આપે છે.

ત્યાં એ કુલડીમાં ગોળ ભંગાતો નથી. જો રેંટિયાનું અર્થશાસ્ત્ર તકલાદી હશે તો રેંટિયો કુદરતી મોતે મરી ખૂટશે. પણ મારો અંતરાત્મા એમ કહે છે કે જો એને પ્રજાના સંકલ્પનું પીઠબળ મળે તો જે દિવસે છેલ્લામાં છેલ્લી મિલ બંધ પડી હશે તે દિવસે પણ એ જીવતો હશે, ગુંજતો હશે અને હિંદની કાંતનારીને ઝૂંપડે ઝૂંપડે નિર્દોષ પારેવડા સમો એ રેંટુડો ઘુઘવાટા દેતો હશે. ખાદી મિલોને મુકાબલે મોંઘી છે એ સાચું પણ જો એ હિંદની લાખો કરોડો બેકાર પ્રજાને ઓછીવત્તી અને લાભકારી આવકનું સાધન પૂરું પાડી શકે એમ છે અને પાડે છે તો એ મિલ કાપડ કરતાં સસ્તી જ છે.

વાલીપણાનો સિદ્ધાંત: કાયમી ઉકેલ

ઘણા મૂડીવાળા મારી જોડે મિત્રભાવે વર્તે છે અને મારાથી

ડરતા નથી એ કબૂલ કરતાં મને શરમ નથી ઊપજતી. તેઓ જાણે છે કે હું મૂડીવાદનો અંત આણવા ઇચ્છું છું. સાવ નહિ તો સૌથી અગાડીના સમાજવાદીના કે સામ્યવાદીના જેટલો તો ખરો જ, પણ અમારી રીતમાં તફાવત છે. અમારી ભાષામાં પણ ફેર પડે છે. મારો વાલીપણાનો સિદ્ધાંત કામચલાઉ ઉકેલ નથી. ધોખાની ટટ્ટી તો નથી જ. મારો વિશ્વાસ છે કે બીજા બધા ઉકેલોથી એ વધુ ચિરંજીવ નીવડશે. એની પાછળ તત્ત્વજ્ઞાન અને ધર્મની પ્રતિષ્ઠા રહેલી છે. ધનિકોએ એ સિદ્ધાંતને અપનાવ્યો નથી કે એનો અમલ નથી કર્યો એ બીના વ્યર્થતા સિદ્ધ નથી કરતી. એ તો ધનિકોની નબળાઈ માત્ર સિદ્ધ કરે છે. બીજા એકે સિદ્ધાંતનો અહિંસા જોડે મેળ બેસે એમ નથી. અહિંસાની રીતમાં બૂરાઈ કરનાર જો કરેલી બૂરાઈનું પ્રક્ષાલન કરતો નથી તો પોતાને હાથે જ પોતાનો અંત સાધે છે કારણ કે કાં તો અહિંસક અસહકારને પરિણામે એને એની ભૂલ જોવાની ફરજ પડે છે; નહિ તો એના તમામ સંબંધો છૂટી જઈને એ સાવ એકલો અટૂલો થઈ પડે છે. અને તેથી જ જ્યારે કદમ ઉઠાવવાનો સમય આવશે ત્યારે શાણા સમાજવાદીઓ તેમજ સામ્યવાદીઓ મારા માર્ગને આડે આવે અને મને અંતરાયરૂપ થાય એ બનવાજોગ નથી. તેઓ જાણે છે કે મારી રીત સફળ થાય તો ગરીબો અને દલિતો સુખિયાં થવાનાં છે. પોતાની રીતે લડત ઉપાડવાની તેમની પાસે તૈયારી નથી અને મારી પ્રામાણિકતા વિષે અને મારા દેશપ્રેમ વિષે જ્યાં સુધી તેમને વિશ્વાસ છે ત્યાં સુધી તેઓ મારી આડે ન આવે એટલા દેશ પ્રત્યે નિષ્ઠાવાન ખચિત છે.

[‘મજૂર સંદેશ’ તા. ૨૧-૧૨-૩૯]

**શ્રી જમનાદાસ ભગવાનદાસ સ્મારકમાળાનાં**

# અન્ય પ્રકાશનો

| | | | |
|---|---|---|---|
| સત્યાગ્રહી ગેરીસન | ... | ... | ૧–૦–૦ |
| સહાયવૃત્તિ | ... | ... | ૧–૪–૦ |
| આપણો આર્થિક પ્રશ્ન... | | ... | ૧–૦–૦ |
| જપજી ... | ... | ... | ૦–૯–૦ |
| ચીનનો અવાજ | ... | ... | ૦–૮–૦ |
| જાતે મજૂરી કરનારાઓને | | ... | ૦–૩–૦ |
| ભિક્ષુનું જીવન | ... | ... | ૦–૧૦–૦ |
| મારી વ્યાપક કેળવણી... | | ... | ૧–૪–૦ |
| સો ટકા સ્વદેશી | ... | ... | ૧–૪–૦ |
| શ્રમણ નારદ | ... | ... | ૦–૨–૦ |
| સાચી જીવનકળા | ... | ... | ૦–૨–૦ |
| વેરની આગ... | ... | ... | ૦–૨–૦ |
| સાચી મજૂર ચળવળનાં મૂળતત્ત્વો | | | ૦–૨–૦ |
| સાચી કેળવણી | ... | ... | ૦–૪–૦ |
| લોભનો થોભ | ... | ... | ૦–૨–૦ |
| બે ડોસાની જાત્રા | ... | ... | ૦–૨–૦ |
| મજૂરોને માર્ગદર્શન ... | | ... | ૦–૨–૦ |

**મેળવવાનાં સ્થળ :**

૧ મજૂર ઑફિસ, લાલ દરવાજા–**અમદાવાદ**

૨ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય–**અમદાવાદ**

# મજૂરોને

તમારી સેવા કરવી એટલે તમારી જેમ મજૂરી કરવી : પછી તમને તમારી ખોડો બતાવી તમને બતાવવું કે તમારુ કલ્યાણ તમારા હાથમાં છે. મજૂરોની સાથે રહી હું શીખ્યો કે ઘણા મજૂરો દારૂ પીએ છે, જૂઠું બોલે છે, વ્યભિચાર કરે છે. જૂગટું રમે છે, એકબીજાની સાથે લડે છે. જો તમે આ બધા દોષોમાંથી મુક્ત થાઓ તો તમારું ભલું થાય ને સાથે માલિકનું પણ થાય; પણ પૈસાદાર કયાં ઉપલા દોષોમાંથી મુક્ત છે એમ તમે કહેશો. એમ કહેવાથી તમારો ને મારો દહાડો નહિ વળે. જગત ગમે તે કરે, આપણે આપણું સંભાળીએ.

ગાંધીજી

[ 'મજૂર-સંદેશ' તા. ૮-૧૧-૧૯૨૬ ]

મુદ્રક અને પ્રકાશકઃ-ત્રિભુવનદાસ ક૦ ઠક્કર
સસ્તું સાહિત્ય મુદ્રણાલય; ઠે. રાયખડ-અમદાવાદ.